# હિંદનો ઉદ્ધાર

—યાને—

## મહાત્મા ગાંધીજી.



---

રાષ્ટ્રિયગીત.

ગીત–૧

સાંભળજોરે સાંભળજો
સૌ વડીલ બંધુ સાંભળજો
ન્હાનાંએ ખાદી પહેરી છે
વિદેશી મમતા ટાળી છે
તમે સમજીને ખાદી ધારો—સૌ
તમે મોજશોખ બહુ માણ્યા છે
નિર્ધનતાને દુઃખ આણ્યા છે
હવે સુંદર ખાદી પહેરી લ્યો—સૌ.
તમે દેશનું બુરૂ બહુ કીધું
જીવતરનું સાર્થક ના કીધું.
હવે ખાદી પહેરી પાપ હરો—સૌ.
વિદેશીની બલા મોટી
વળગી છે તમને એ ખોટી

થપ્પડ મારી એને કાઢો—સૌ.
સજ થાઓ સ્વરાજ લેવાને
નિજ દેશ તણું હિત કરવાને
અવસર આવ્યો છે ચેતી લ્યો—સૌ.

---

## ગીત ૨.

નહીં પ્હેરીયેરે નહીં પ્હેરીયે પરદેશી કપડા નહીં પ્હેરીયે.
નહીં વેડીયેરે નહીં વેડીયે, ભારતની વાડી નહીં વેડીયે.
પરદેશ થકી એ આવ્યા છે, ભૂખદુઃખને ભેળા લાવ્યા છે
તેત્રીશ કોટીને તાવ્યા છે— પરદેશી.
એ દારૂથી પણ ભૂંડા છે, ગો માંસ તણા એ કુંડા છે
જમદુત તણા એ ઝુંડા છે— પરદેશી.
એણે ઘર ધંધાને ટાળ્યા છે, ગરવા ગામડીયા ગાળ્યા છે
લાખોના જીવતર બાળ્યા છે— પરદેશી.
એ રાવણ કેરી માયા છે, કળજુગની એતો કાયા છે
એ નર્કપુરીની છાંયા છે— પરદેશી.
એણે વણકર સંહાર્યા છે કાંતણીયાને પણ માર્યા છે
એણે રસકસ લુંટાવ્યા છે— પરદેશી.
એમાં છે હિંદતણી હાંસી, એમાં છે હિંદતણી ફાંસી
એથી ભારત ગઇ છે ત્રાસી— પરદેશી.
એણે ખેતર ખોદાવ્યા છે, ત્યાં સંચાને પધરાવ્યા છે
બહુ ગરીબોને ગુંગળાવ્યા છે— પરદેશી.

અમે પૂર્વજના સોગન લઇએ, અને ધર્મ તણી સાક્ષી દઈએ
આ ઉત્તમ વ્રતથી નહીં ફરીએ— પરદેશી.

---

## ગીત ૩ (ગઝલ).

અમોને તો નસેનસમાં સ્વદેશી પ્રેમ લાગ્યો છે
સ્વદેશી પ્રેમને લીધે અમે તો વાપરી ખાદી
ગરીબડા બંધુના દુઃખો અમોને છાતીએ લાગ્યા
દુઃખોમાં ભાગ લેવાને— અમે તો૦
અમારા ગામની ફરજે. અમારા પ્રાંતની ફરજે
અમારા હિંદની ફરજે— અમે તો૦
મરે વસ્ત્રો વિના બંધુ મરે વસ્ત્રો વિના બ્હેનો
ગરીબાઇ દૂર કરવાને— અમે તો૦
અમારા દેશની લક્ષ્મી વિદેશે ખૂબ લૂંટાણી
અખૂટ એ લક્ષ્મી સાચવવા— અમે તો૦
વિદેશી વસ્ત્ર વાપરતાં વિદેશીના ગુલામ બન્યા
ગુલામી દૂર કરવાને— અમે તો૦
અમારી ખાનદાનીની નિશાની શુધ્ધ ખાદી છે
અમારી કીર્તિને કાજે— અમે તો૦
મહાત્મા ગાંધીની આજ્ઞા અમે શીર પર ઉઠાવી છે
અમારી મુક્તિ છે એમાં— અમે તો૦

---

## ગીત ૪ ગઝલ.

બધે આ હિંદમાં ગાજે, હવે જયકાર દેશીનો
કરો સહુ જોરથી આજે, બધે વિસ્તાર દેશીનો
વિદેશી વસ્તુને ત્યાગો, કદિના ગ્રાહ્ય છે તમને
વધાવો બંધુઓ હાવા, બધે સત્કાર દેશીનો
જરા ના રૂપને મ્હોહશો, વધારે ગુણને જોશો
ખરી એ દેશસેવાનો, ગ્રહો ઉર સાર દેશીનો
વિદેશી માલ માયાથી, ન લોભાશો ન ભૂલાશો
ઉચિત છે હિંદને કાજે, કરો જયકાર દેશીનો
ઘણા ભૂખથી મરે ભાઈ, દયા તેની દિલે લાવો
કરો દશ દિશમાં આજે, બધે વિસ્તાર દેશીનો
વિદેશે જાય છે લક્ષ્મી, બધી પરધર્મીને હાથે
તમે અટકાવવા કાજે, ધરો આધાર દેશીનો
અડકતા ના વિદેશીને, દીયો ફેંકી ઘરોમાંથી
કરો જય માતૃભૂમિનો, ભરો ભંડાર દેશીનો.

---

## ગીત ૫ ગઝલ.

સહોદર હિંદના જાયા, મુકો કાં માતની માયા
નહીં અભડાવશો કાયા, વિદેશી વસ્ત્ર પહેરીને
કૃપાણુ કાં કટારીથી ચીરો છો માતની છાતી
પીલો કાં હિંદને પગથી વિદેશી વસ્ત્ર પહેરીને
જનેતા કાં કરો જાતી, દીયો કાં જીવતી દાટી

વણા થઈ ના થશો ધાતી, વિદેશી વસ્ત્ર પહેરીને
ધુઓ કાં ધર્મને ધુળથી, ઊખેડો વૃક્ષ કાં મૂળથી
વિંધો કાં ગાયને શૂળથી વિદેશી વસ્ત્ર પહેરીને
ચલાવ્યા પેટ ભર જેણે ઘસાવ્યા નાક પણ જેણે
હજુ શું પોષશો તેને વિદેશી વસ્ત્ર પહેરીને
ભૂખે માર્યા હજારોને, તજાવ્યા દેશ લાખોને
કર્યા નાગા કરોડોને, વિદેશી વસ્ત્ર પહેરીને
કરાવ્યા શું પડા ખાલી, દીધા છે ગામડા બાળી
સુકાવી ભૂમિ હરિયાળી, વિદેશી વસ્ત્ર પહેરીને
શરીર વેચ્યાં વિદેશીને, જીવન વેચ્યાં વિદેશીને
શિરે વેઠયા વિદેશીને, વિદેશી વસ્ત્ર પહેરીને
હકુમત હિંદની ખોઈ, સલામત છે નહીં કોઈ
ગુલામીમાં રહ્યા સોહી, વિદેશી વસ્ત્ર પહેરીને
અહો મુજમાં જણ્યા શાણા, પુછું છું શું થશો પાણા
ખુટયા નાણા અને દાણા વિદેશી વસ્ત્ર પહેરીને
દયા માગે દયા માગે, જનેતા જળ ભરી આંખે
અઘોરી એકલા ઊંઘે, વિદેશી વસ્ત્ર પહેરીને
રસાતળ જાય છે માતા, અહો મુજ બંધુ તમ એઠા
શરીરને ના કરો એઠા વિદેશી વસ્ત્ર પહેરીને
અહો સેવક અહો પોષક, અહો શિક્ષક અહો રક્ષક
થશો ના ભાંડુના ભક્ષક, વિદેશી વસ્ત્ર પહેરીને
તજી ધાવણ જનેતાનું, પીયો કાં પય સૂયાણીનું
કરો કાં ઝેર અમૃતનું, વિદેશી વસ્ત્ર પહેરીને

નવસ્ત્રાં છો પડે ફરવું, નમાયાથી ભલું મરવું
કહો સૌ કે નથી જીવવું, વિદેશી વસ્ત્ર પહેરીને
ચહો જો ધર્મની દિક્ષા, ચહો જો દેશની રક્ષા
મને દો આટલી ભિક્ષા વિદેશી વસ્ત્ર છોડીને

---

## ગીત—૬

મા-મને ખાદીની ટોપી અપાવ—એ રાગ.

ખાદી ખરી ખાનદાન, વાહ મારી ખાદી ખરી ખાનદાન.

લાખોને પાળે લાખો જીવાડે;
લાખોને શાંતિ દેનાર— વાહ૦

ઉનાળે ઠંડક, શિયાળે ગરમી;
આપે ચોમાસે આરામ— વાહ૦

નાણા બચાવે નાણા વધારે
નાણાની રેલ્લો ફેલાય— વાહ૦

દુષ્કાળ ભાગે, રોગોને કાઢે;
ચોરી લબાડીનો નાશ વાહ૦

ટાણે કટાણે કાળે દુકાળે,
ભાંગ્યાની ભેરૂ છે ખાસ— વાહ૦

---

# વિધવાની અરજ.

## ગીત ૭.

### માનસે તું ગાંધી આજ્ઞા—એ રાગ.

રાંકડી વિધવા રૂવે, કોઈ સાંભળો કોઇ સાંભળો;
આંસુ ચોધારે રૂવે, કોઈ પીગળો કોઇ પીગળો.
હું તમારી બેનડી છું, આર્ય પુત્રી છું ખરે;
હું ગરીબની રોજી ચલવો, ક્રૂર ના થશો અરે. ૨
અન્ય ધંધામાં અરે, અમ આબરૂ લૂટાય છે;
રેંટીયો ઘરમાં ચલવતા, આબરૂ સચવાય છે. ૩
બાળકો ભૂખ્યા રૂવે, ખાડા પડ્યા છે પેટમાં;
રેંટીયો ચલવી ભરૂં હું રોટી ભૂખ્યા પેટમાં ૪
શુદ્ધ ખાદી પહેરશો તો, રેંટીયો મુજ ચાલશે;
વસ્ત્ર પરદેશી ધરો તો રેંટીયો અટકી જશે. ૫
રેટીયો જો ચાલશે તો, જીંદગી મારી નભે;
રેંટીયો ના ચાલશે તો, જીંદગી મારી તુટે. ૬
અન્ન ન મળે, વસ્ત્ર ન મળે, રેંટીયો અટકી જતાં;
અન્ન ને વસ્ત્રો મળે છે, રેંટીયો ચાલુ થતાં. ૭
એક બે આના તમોને, તુચ્છ વસ્તુ રૂપ છે;
એક બે આના કમાયે, જીંદગી મારી નભે. ૮.

—•—

## ગીત-૮

### વાહ મારી ખાદી ખરી ખાનદાન—એ રાગ.

વાહ મને ખાદીનો લાગ્યો છે રંગ
ખાદીનો લાગ્યો છે રંગ— વાહ મને
હાથે કાંતેલી, હાથે વણેલી
હાથે સીવેલીનો સંગ— વાહ મને
ભુખ્યાંને રોટી, નાગાંને કપડા
ખાદી આપે છે આનંદ— વાહ મને
તેજી વધારે, લાલી ચડાવે
હાંકે ઉદાસીને દંભ— વાહ મને
સાદા બનાવે, સીધા બનાવે
વળી ઉધારે ઉમંગ— વાહ મને
પહેરૂં પ્રીતેથી, ઓઢું પ્રીતેથી
ખાદીનો લાગ્યો છે છંદ— વાહ મને
પહેરૂં પહેરાવું, ઓઢું ઓઢાડું,
મચવું ખાદી કેરો જંગ— વાહ મને

— ——

## ગીત-૯

### ગઝલ.

વિદેશી માલ લેનારા, જરા તો લાગણી રાખો;
ગરીબડા દેશની ખાતર, જરા તો લાગણી રાખો. ૧

તમારા દેશની લક્ષ્મી, વિદેશે શીદ કાઢો છો;
કરોડો લક્ષ્મી ભારતની, અરેરે કાં ગુમાવો છો. ૨
મરેછે અન્નવિણ લાખો, મરેછે વસ્ત્ર વિણ લાખો;
મરે ધંધા વિના લાખો, દયા લાવો દયા લાવો.
અરે આ રાંક માતાએ, તમોને અન્નથી પોષ્યા;
દયાળુ માતૃભુમિએ, હવા પાણી થકી પોષ્યાં. ૪
બનો ના માતના દ્રોહી; બનો ના દેશના વેરી;
વિદેશી વસ્ત્ર લાવીને, કરો ના દેહને ઝેરી. ૫
અમારા હિંદના હીરા, મહાત્મા જેલમાં બેઠા;
વિસારી ધર્મને શાને, વિદેશી પક્ષમાં બેઠા. ૬
ગયા છે દાસ ને નેહરૂ, શૂરા પંજાબના લાલા;
તુરંગે અલી ભાઈઓ છે, સમજશો શું નહીં વ્હાલા ૭
રીબાતા દેશબંધુની, પીલાતા દેશ પ્રેમીની;
દયા લાવી સજો ખાદી, દયાળુ છો ખરા હિંદી.
જમાનો ઓળખી લ્યોને, તમારો ધર્મ સમજોને;
વિદેશી વસ્ત્ર ત્યાગોને, હૃદયના દ્વાર ખોલોને, ૯
સજો ખાદી સજો ખાદી, કહું પ્રેમે સજો ખાદી;
મહાત્મા ગાંધીની ખાતર, સજો ખાદી સજો ખાદી. ૧૦

---

## ગીત ૧૦.

સ્વામી સુણોને મારી વિનતિ રે લોલ,
જેલ જવાની મને હોંશ જો—સ્વામી૦

પ્રેમે પધારો તમે જેલમાં રે લોલ,
સાથે લેતાં મને જાવ જો—સ્વામી૦
સીતાજી રામજી સાથમાં રે લોલ,
વેઠયા દુઃખો વનવાસ જો—સ્વામી૦
દુઃખો વેઠયા છે આકરા રે લોલ,
દમયંતિએ નળ સાથ જો—સ્વામી૦
અંધારી ઓરડીમાં પુરશે રે લોલ,
તોપણ ડરીશ નહીં લેશ જો—સ્વામી૦
ઘેબર સમ મને ભાવશે રે લોલ,
જેલમાં રોટલો ને છાશ જો—સ્વામી૦
ચક્કીમા દાણા પીસશું રે લોલ,
ગાશું પ્રભુજીના ગીત જો—સ્વામી૦
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ
સાચવીશ રિયળ રત્ન જો—સ્વામી૦
જાવા દઉં કેમ એકલા રે લોલ,
અર્ધાંગના હયે સાથ જો—સ્વામી૦
એકલડી ઝુરી મરૂં રે લોલ
જેલમાં ભજું પ્રભુ નામ જો—સ્વામી૦
સુખ દુઃખમા ભાગ માહરો રે લોલ,
પુરો સ્વામી મારા કોડ જો—સ્વામી૦

## ગીત-૧૧.

એકવાર આવો રે ગાંધીજી/ગુણીયલ ગરવા
હિંદના દુઃખડા હરવા—એકવાર
ચરખો ચાલ્યો ચોમેર ચોંપે (૨)
સ્વદેશી ભંડાર ભરવા—એકવાર
ઉપન્યો નહિ કો આપ સરીખો (૨)
સંસાર સુખીઓ કરવા—એકવાર
સ્વરાજ લઈશું સુખીયા થઈશું (૨)
નીજ તુંબડાએ તરવા—એકવાર
મોહનજી મનગમતા વ્હાલો (૨)
પછી બીજી શી પરવા—એકવાર
ચતુર જન તે સર્વે ચેત્યા (૨)
દુર્જન લાગ્યા ડરવા—એકવાર

---

## ગીત-૧૨.

**સ્વામી સુણોને મારી વિનતિ રે લોલ-એ રાગ.**

વ્હાલા સુણોને મારી વિનતિ રે લોલ,
ખાદી પહેર્યાની મને હોંશજો—વ્હાલા.
લાવી દીયો સાડી મને રે લોલ,
ઘાઘરાને પોલકાની જોડજો—વ્હાલા.
મંદિર જતાં પ્રભુ દર્શને રે લોલ,
પ્હેરીશ ખાદીના વસ્ત્રજો—વ્હાલા.

નદીએ કુવે પાણી જતાં રે લોલ,
ન્હેરૂં ખાદી પટકુળજો—વ્હાલા.
વીવા ટાણે મહા હર્ષમાં રે લોલ,
ખાદી વધારે હર્ષજો—વ્હાલા.
મરણા ટાણે મહા શોકમાં રે લોલ,
ખાદી હઠાવે શોકજો—વ્હાલા.
ખાદી ન્હેર્યે પૈસો બચેર લોલ,
ખોટું ગુમાન ટળી જાયજો—વ્હાલા.
ખાદી ન્હેર્યાથી ચાલશે રે લોલ,
વિધવાનો રેંટીયો રોજજો—વ્હાલા.
ખાદીમાં ખાનદાની ખરીર લોલ,
લાખોને ફાયદો થાયજો—વ્હાલા.
શાળોનો ધંધો ચાલશેરે લોલ,
આબાદ ગામડા થાયજો—વ્હાલા.
ખાદી ચિંતામણી રત્ન છે રે લોલ,
પૂરે બધાના કોડજો—વ્હાલા.

---

## ગીત-૧૩.

**માનલે કહેના હમારા, દિલકી લાલચ છોડદે-રાગ.**

કયું ડરે રે માનવી, જુલ્મી થકી ઓ માનવી.
ઈશ્વરે પેદા કર્યા છે, સર્વ માનવ મીત્રને

સત્યપંથે ચાલનારા, ના ગણે કોઇ જુલ્મને—કયું
જુલ્મનો ડર તેહને છે જુલ્મ જે પોતે કરે
સર્વનું કલ્યાણકર્તા, જુલ્મથી કદી ના ડરે—કયું
રાજાજી જુલ્મી હો ભલે, દિવાન જુલ્મી હો ભલે
અધિકારી જુલ્મી હો ભલે, પણ સત્યવન નહીં ડરે-કયુ
સરકાર જુલ્મી હો, ભલે પોલીસ જુલ્મી હો ભલે
જુલ્મી ભલે હો રાજ્ય આખું, સત્યવાન નહીં ડરે-કયું
ઇશ્વર તણા દરબારમાં, જુલ્મી તણી બુરી દશા
ઇશ્વર તણા દરબારમાં, ભક્તો તણી રૂડી દશા—કયું
માટે તમે જરી ના ડરો, જુલ્મી કદી મારશું હણે
મરતો નથી કદી જગતમાં, જે સત્યપથે ચાલતો-કયું

---

## ગીત-૧૪.

### મહા કોપ થયો તે કાળમાં જો એ રાગ.

આવો આવો બ્હેની શીખ સાંભળોજો.
દેશ ભક્તિ તમે હૈયે ધરોજો—આવો
દુઃખ આવ્યું પરદેશી વસ્ત્રથીજો,
ખુટયા નાણા દાણા આ દેશમાંજો—આવો
નેવું કોટી રૂપીઆ જાય છે જો,
પરદેશે પરદેશી વસ્ત્રમાંજો—આવો
મોંઘા તફ્લાદા ને ચરબી ભર્યા જો,
પહેરવાથી મર્યાદા લુંટાય છે જો—આવો

કારીગરની રોજી તુટી ગઇ જો,
ગામ છોડી ભાગે છે શહેરમાં જો—આવો.
શહેરમાં તો જાયે મીલ પ્રેસમાં જો,
રાત દહાડો હેરાન થાય જીનમાં જો—આવો.
વ્યભિચારી દારૂડીયા ત્યાં બને જો,
વણમોતે મજુર વ્હેલા મરે જો—આવો.
માટે સમજીને રેંટીયો રાખજો જો
સુતર કાંતીને શાળમાં વણાવજો—આવો.
કારીગરને રોજી મળશે રૂડી જો,
દેશે આશીષ અંતરની પ્રેમથીજો—આવો.
નાણું બચશે અને વધશે વળી જો,
દુધ ઘી ને દાણા સસ્તા થશે જો—આવો.
માટે ખાદી પ્હેરોને રાખો રેંટીયો જો,
દુઃખ કાપો ભારતની દેવીઓ જો—આવો.

---

## ગીત-૧૫.

માનલે કહેના હમારા, દિલકી લાલચ છોડદે—એ રાગ.

માનલે તું ગાંધી આજ્ઞા ગાંધી આજ્ઞા માનલે
છોડદે પરદેશી કપડાં, છોડદે તું છોડદે
દેહપર તું શુદ્ધ ખાદી, ધારલે તું ધારલે
આજ તક તેં ખુબ પહેર્યાં વસ્ત્ર પરદેશી,બધા
પાપમાંથી મુક્ત થાવા, શુદ્ધ ખાદી ધારલે

વાપરી પરદેશી વસ્ત્રો લક્ષ્મીને હાંકી મુકી
લાવવા એ લક્ષ્મી પાછી, શુદ્ધ ખાદી ધારલે
ગામડા ભાંગ્યા હજારો, ધર્મ દેશીનો ચુકયો
ગામડા આબાદ કરવા, શુધ્ધ ખાદી ધારલે
દેશના કાજે હજારો, પ્રાણ વ્હાલા પાથરે
દેશના કલ્યાણ કાજે, શુધ્ધ ખાદી ધારલે
ગાંધીજી કહે છે પુકારી વસ્ત્ર પરદેશી તજો
મહાસભાની એજ આજ્ઞા, શુદ્ધ ખાદી ધારલે

---

## ગીત–૧૬.

રઘુપતિરામ હૃદયમાં રહેજો રે––એ રાગ.

સુણો બ્હેની આ સમે શીખ સારીરે
સુખ સાચું છે સાદાઇ માંહી––સુણો
મોજશોખને વૈભવ છોડો રે
દેશસેવામાં મનડું જોડો રે
હિંદ માતાના બંધન તોડો––સુણો
પહેરો પ્રેમે પનોતિ ખાદી રે
એમાં હિંદ તણી છે આબાદી રે
પરદેશી પહેર્યે બરબાદી––સુણો
રેંટીયા ઘરઘરમાં ચલાવો રે
કજીયા ને ટંટા અટકાવો રે

લાખો લક્ષ્મી લુંટતી બચાવો—સુણો
રેંટીયો મોંઘવારી હઠાવે રે
જોર મરકી તણું ના ફાવે રે
દુઃખ દારિદ્ર દૂર જાવે—સુણો
દુઃખીયાની આંતરડી ઠારો રે
મરેલાને વધુ ના મારો રે
રેંટીયા ને ખાદીથી તારો—સુણો

---

## ગીત-૧૭.

### સ્વરાજ લેવું સ્હેલ છે-એ રાગ.

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પ્હેરો-મારી બ્હેનો
ગાંધી છોડવવા સ્હેલ છે.
ભભકાને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો-મારી બ્હેનો
આળસ પરનિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો-મારી
ખાદીની ધુન લગાવો, ખાદીનું જ્ઞાન જગાવો-મારી બ્હેનો
ખાદી તાકા લઇ ફરજો, સૌને તમ જેવા કરજો-મારી
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો મારી બ્હેનો
વીવા કે મરણા ટાણે, ખાદી વાપરજો કાણે-મારી બ્હેનો
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી-મારી.
વણનારો તાણો વાણો, અંત્યજને બંધુ જાણો-મારી બ્હેનો
સભામાં થાજો સૌ પ્હેલા પા રૂપીયો આપી વ્હેલા-મારી.
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો-મારી બ્હેનો

---

— ઈતિહાસના શોખીનોને ઉત્તમ તક. —

# શ્રીમાળી વાણીઆના જ્ઞાતિભેદ.

રૂ૦ ૩) પૃષ્ટ ૩૦૦

---

ગુજરાતના સાક્ષરોમાં એકે અવાજે વખણાયલો **શ્રીમાળી વાણીયાઓના જ્ઞાતિભેદ** કે જેમાં પોરવાડ ઓશવાળ અને શ્રીમાળી જ્ઞાતિના મહાન પુરૂષોનો ઈતિહાશ સમાએલો છે. જ્ઞાતિઓની ઉત્પત્તિના યથાસ્તિથ બ્યાન ઉપરાંત હિંદુઓની ચાર વર્ણવર્ણો બંધાવાનું કારણ ગુણ કર્મ પ્રમાણેની જાતિ માન્યતાના દ્રષ્ટાંત શ્રીમાળ અને શ્રીમાળીઓની સ્થાપનાનો કાળ શ્રીમાળી સોની ઓની ઉત્તપત્તિ શ્રીમાળી શ્રાવકોના ગોત્ર ઇતિહાસ પ્રસિદ્ધ શ્રીમાળીઓનું કાવ્ય ઓશવાળ જ્ઞાતિની ઉત્ત-પત્તિ એમના અઢાર ગોત્ર ઓશવાળોના વહીવંચા નહિ હોવાનાં કારણ રજપુતોમાંથી ઓશવાળ થતા બંધ થયાનો કાળ ઓશવાળોના મહત્કૃત્ય ભેસાશાહનું વૃત્તાંત રામાશાહની કીર્તિ, કરમચંદ ચોપડાનું કાવ્ય બીજા પ્રાચીન પ્રસિદ્ધ ઓશવાળો પોરવાડ જ્ઞાતિની ઉત્પત્તિ પોરવાડોના ગોર, પોરવાડોના ત્રણ ભેદ, પોરવાડની પદવી પોરવાડની દાન શૂરતા, દશાવિશાના ભેદની ઉત્પત્તિ, વાણિઆ સિવાયની કેટલીક જ્ઞાતિમાં ચાલતા દશાવિશાના ભેદ, દશાવિશાના ભેદ કયારથી જણાય છે વીગેરે.

હરીપુરા જૈન બંધુ મંડળ-સુરત. } મળવાનું ઠેકાણું, શાહ ચીમનલાલ ખુશાલચંદ.